

॥ तत्सत्परमात्मने नमः ॥

# गृहस्थनी गाईड.

लेखक

यति मुकुंदाश्रम. खंभात

प्रकाशक

पटेल रेवाभाई डुंगरभाई
मु. धरमज.

અમદાવાદ

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈનવિદ્યાવિજય
પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપી.

संवत १९७२. प्रथमावृत्ति-प्रत १०००. इ. स. १९१६.

મૂલ્યામૂલ્ય.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય અમદાવાદ ... ૫૨ / ૧૩૯૬૧
૬૪૭૮

# सज्जननो दुर्जनप्रति, 'उत्तर'

## मालिनी.

ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो ।
वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः ।।
जगति विदितमेतद् दीयते विद्यमानं ।
नहि शशकविशाणं कोऽपि कस्मैददाति. ।।

**ભાવાર્થ**—આપ ગાલીવાલા છો અર્થાત્ આપના અંતઃકરણમાં અનેક પ્રકારના બુરા શબ્દોના સંસ્કાર વધારે છે તો ગાલી આપો આપો અમારી પાસે તેનો અભાવ છે. એટલે અંતઃકરણ ખરાબ સંસ્કારોથી રહિત છે જેથી અમે સામે એવા પ્રકારની ગાલો આપવામાં અસમર્થ છીએ આ સંસારમાં એ વાત સર્વના જાણવામાં છે કે જેની પાસે જે વસ્તુ હોય તેજ બીજાને આપી શકે છે જેની પાસે ન હોય તે કદિ કોઇને કાંઈ આપી શકતું નથી. જેમ શશક (સસલો) શિંગડાં રહિત છે તેથી તે કોઇને આપી શકાતાં નથી. અર્થાત્ સજ્જનના મુખમાંથી અયોગ્ય શબ્દ નીકળતોજ નથી. તેજ એની સજ્જનતા છે.

ॐ

॥ तत्सत्परमात्मने नमः ॥

# ભૂમિકા.



સંસારનાં સર્વ મનુષ્યો સુખેપ્સુ હોઇ દુઃખ ત્યજવા અનેક પ્રકારની પ્રવૃત્તિ કરે છે. પરંતુ કેવા પ્રકારની પ્રવૃત્તિ પોતાને સુખદાતા થાય તેના અજ્ઞાનથી અને લાભના લોભથી મનુષ્યો ઘણું કરી સુખને નામે દુઃખજ ભરે છે ! તેમાંથી પ્રાણીઓને બચાવવા માટેજ પરમાત્માના નિશ્વાસભૂત વેદ છે તેમાં કહેલા વિધિ નિષેધ પર લક્ષ રાખી મનુષ્ય ચાલે તો નિશ્ચય સુખને—સત્યસુખને મેળવી શકે. વેદરાશી અપાર છે. તે સર્વ જાણી ભિન્ન ભિન્ન જગાએ કહેલાં વિધિ નિષેધ સર્વ જીવાત્માઓ ધારી શકે નહિ તેમાં કલિયુગમાં થનારા જીવાત્માઓ અલ્પાયુષી થશે. આદિ વિચારોથી મનુ આદિ મહાત્માઓએ શ્રુતિઓનું સંગ્રહણ કરીને સ્મૃતિઓ લખી તેમાં મનુષ્યોના વર્ણાશ્રમાદિના સર્વ ધર્મ સ્પષ્ટ કર્યા. છતાં કાળ અને દેશપર લક્ષ રાખી બાહ્ય ધર્મમાં કેટલોએક ફેરફાર કરવાની તથા આપત્તિકાળમાં ધર્મના સ્વરૂપમાં કેટલીએક છૂટ મૂકી. જેથી કોઈ પણ રીતે મનુષ્ય ધર્માવલંબી થઇને સુખાનુભવ કરી શકે.

ચાલતા સમયમાં પરદેશીઓના સંસર્ગથી ભારતવર્ષના સંતાનોના અંતઃકરણમાં; કેટલાએક સ્થૂલ સંસ્કારોનો સમૂહ વૃદ્ધિ

પામવાથી, અને આર્થીકપ્રવૃત્તિ વૃદ્ધિ પામતાં અર્થનો મોહ વધતાં ધર્મસંસ્કારો ગ્લાની પામી સંકોચાયા. તે એટલે સુધી કે પોતે ગમે તેવા પ્રપંચનાં પુતળાં હોય તો પણ પોતાને ઠીક સમજી બીજા ગમે તેટલા અંશમાં સારા હોય તો પણ તેના છીદ્રાન્વેશી થઇ દોષજ કાઢવા લાગ્યા. અભિમાનવૃત્તિના પ્રાધાન્યથી તેને બીજું સારૂં લાગેજ નહિ. એટલે ધર્મશાસ્ત્રથી પણ તે દૂર થઇ પોતાના વિચારો એજ ધર્મ એજ નીતિ અને તેજ ખરો માર્ગ માની બેઠા. એવા પ્રસંગમાં સામાન્ય મનુષ્યો પણ તેની પાછળ તણાવા લાગ્યા. તેથી સુખનો માર્ગ બંધ પડયો. પુનઃ તે માર્ગ સરલ થાય માયાના મોહમાં દોડેલી જનબુદ્ધિ પાછી ફરી સ્વધર્મનુ શરણ લેવા તત્પર થવાના સંસ્કાર યુક્ત થાય એવા આશયથી આ લઘુ લેખ લખવામાં આવ્યો છે. તેમાં ગૃહસ્થ પુરૂષનું જે કર્તવ્ય છે તેની રેખા માત્ર દોરી છે જેને અનુસરતાં ધીમે ધીમે આગળ વધવાનો માર્ગ સરલ થશે.

ઘણા ગૃહસ્થો તરફથી એવું કહેવામાં આવે છે કે અમને સાચા ઉપદેશકો મળતા નથી નહિતો અમે ધર્મને તુર્ત અનુસરીએ, કદિ મળે છે તો તેઓમાં કોઇ કામી, કોઇ ક્રોધી, કોઈ લોભી, કોઈ ધૂર્ત, કોઈ ઢોંગી, કોઇ [illegible] વિગેરે દોષાન્વિત્ હોય છે તેથી અમારી શ્રદ્ધા તેનાપર થતી [illegible] એ વિચાર તેમના ઠીક છે. પરંતુ તેમાં જો તેઓ સહજ [illegible] તો તુર્તજ જણાય કે ઉપદેશકોમાં તેવા દોષોના જે [illegible] તેના પોષક પણ તેજ છે. કારણ કે સર્વ સાધુઓ, [illegible] ગૃહસ્થાશ્રમીથીજ પોષણ પામે છે. જેવા પ્રકારનું અન્ન [illegible] પ્રકારની બુદ્ધિ થાય છે એ વાત નિર્વિવાદ છે તો ગૃ[illegible] અન્નમાંથીજ એ સંસ્કારો જન્મે છે માટે ગૃહીએ [illegible]નથી ધન રળી તે દ્વારા સર્વનું

પણ કરે તો ઘણા દોષો ઓછા થઈ સત્ય સુધારાનો માર્ગ વધારે વિશાળ થાય. પરંતુ આમ કરવામાં ગૃહી પુરૂષો પોતાની લોભવૃત્તિનો ભોગ આપી શકે તોજ બને તેમ છે. એટલું થતાં તેમને આક્ષેપ કરવાનો પ્રસંગ પણ છૂટી જશે.

પ્રકૃતિમાં પુરૂષ પ્રવેશ કરી જગત્ સ્વરૂપ થયો છે. એટલે જગત્ ગુણ દોષથી યુક્ત છે. સર્વ માણસો કેવળ દોષવાળા અગર ગુણવાળા નથી. કોઇમાં ગુણ વધારે તો કોઇમાં દોષ વધારે હોયજ છે. તેમજ બીજા પ્રકારથી વિચાર કરીએ તો દુર્જનોની દૃષ્ટિજ એવા પ્રકારની છે કે તે ગુણમાં પણ દોષારોપણ કરે છે. અને વિચારશૂન્ય માણસો એવા મૂર્ખ પણ માખણદાસોની વાતો સાંભળી ભ્રાન્તિમાં પડી અવળે રસ્તે ચડે છે તો બુદ્ધિમાન્ પુરૂષે એવી વૃથા ભ્રાન્તિમાં ન પડતાં ધીરજથી વિચાર કરી ગુણ ગ્રહણ કરવા પ્રવૃત્તિ કરવી. કહેવાનો આશય એવો નથી કે દોષ દેખાય છતાં ન ગણવા. દોષો દેખાય તો તેના સંબંધમાં પૂરતો વિચાર કરવી અને પછીથી નમ્રતાથી તેનેજ મોઢે સ્પષ્ટ કહેવું પ્રકાર ભાસે છે તેમાં રહસ્ય શું છે ! એટલે તુરતજ તેનો અંત આવે છે. આવા પ્રકારની વર્તણુક રાખનારજ સત્સંગનો લાભ લઈ શકે છે. માટે સાચા જિજ્ઞાસુએ તો એવાજ પ્રકારની ટેવ પાડવી.

ધર્મનો નિર્ણય પ્રાચીન પુરૂષોએ કર્યો છે તેનેજ અનુસરી આ લેખમાં સાદી ભાષામાં લખવામાં આવ્યું છે. ચાલતો જમાનો ટૂંકી વાતને વધારે પસંદ કરે છે તે ધ્યાનમાં લઇ લેખનું સ્વરૂપ ટુંકું બનાવ્યું છે છતાં કોઈ વાચકને કોઈ સ્થાનમાં વધુ જાણવાની જિજ્ઞાસા થાય તો તે પત્રદ્વારા મેળવી શકશે. ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોનું મૂળ હોવાથી તે જેટલું સ્વચ્છ [illegible] પ્રમાણુત

થાય તેટલું વધારે ઉત્તમ એટલાજ પુરતો આ લેખ તેને અનુસરી લખવામાં આવ્યો છે. ૐ

ઉત્તમ સંસ્કાર અને ઉત્તમ સંગનું પરિણામ શ્રેયસ્કરજ હોય છે. એ વાત નિર્વિવાદ છે. તેનું દૃષ્ટાંત આ પુસ્તકના પ્રસિદ્ધ કર્તાનું છે. ધર્મજના પટેલ રેવાભાઈ ડુંગરભાઇએ પોતાની સ્ત્રી બાઇ ડાહીની સદ્‌ગત્તિ નિમિત્તે તેના પૂર્વાશ્રમના પિતા અને હાલમાં સંન્યસ્તદિક્ષામાં સ્થિત **સ્વામીશ્રી ગવરીશંકરાનંદજી** ને રૂ ૩૦) આપેલા. સ્વામીની એવી ઇચ્છા કે આમાંથી જનહિત થાય તેવી પ્રવૃત્તિ કરવી તે ઉપરથી વિચાર ઉદ્‌ભવ્યો કે એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે તો તેમાંથી વાચનદ્વારા ઘણા મનુ લાભ મેળવી શકે. એમ નક્કી થતાં સ્વામીશ્રીએ યતિ મુકુન્દાશ્રમને એવું એકાદ પુસ્તક લખવા પ્રેરણા કરી. તેમાં સ્વામીનો આશય એ હતો કે, જ્ઞાનના બેચાર પદો લખી તેના અર્થને સ્પષ્ટ કરી જ્ઞાનવૃદ્ધિ થાય એવી યોજના કરવી ત્યાર બાદ યતિના મનમાં વિચાર આવ્યો કે જ્ઞાનની સ્થિતિ અંતઃકરણ
થતી નથી અને ધર્મ પાલન વિના અંતઃકરણ શુદ્ધ
માટે ધર્મ સંબંધી કાંઇક ઉલ્લેખ થાય તો વધારે ઉત્તમ એવા વિચારથી ગૃહસ્થના ધર્મ સંબંધી ઉલ્લેખ કરવાનું નક્કી કરી તેનેજ પ્રસિદ્ધમાં આણવા પ્રયત્ન કર્યો છે.

ધર્મ સંસ્કાર જેટલા દૃઢ તેટલું મનુષ્ય જ્ઞાનમાં આગળ વધી શકે છે. તો આ સંસ્કાર દૃઢ થતાં પરિણામે જ્ઞાનજ આવશે. એટલે સ્વામી ગવરીશંકરાનંદની ઇચ્છા પણ સિદ્ધ થાય છે તેમ નક્કી થતાં આ પ્રવૃત્તિ કરી છે તો તદનુરૂપ સર્વના અંતઃકરણમાં ધર્મ જાગ્રતિ થઇ સર્વ મનુષ્યો જ્ઞાન સ્થિતિનો અનુભવ કરો અસ્તુ.

ભૂલ એ મનુષ્યની પ્રકૃતિ છે તદનુસાર કોઇ સ્થાનમાં ભૂલ જણાય તો વિચારવાન્ તેને સુધારીને વાંચશે. તેમજ વધારે સુધારો કરવા યોગ્ય લાગે તો તે પ્રમાણે સૂચના કરશે એટલે પુનરાવૃત્તિ વખતે તદનુસાર તેમાં સુધારો વધારો કરવામાં આવશે. બાકી તે જે દ્વેષથી પ્રવૃતિ કરનારની તુચ્છ વૃતિને ઉપેક્ષ્ય ગણી ઉપરામજ રહેવામાં આવશે. ઇતિ શમ્.

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

સંવત ૧૯૯૨ ના જ્યેષ્ટ સુદિ ૧૧ ને સોમ, } લી.
ચંદનલક્ષ્મી પાઠશાળા-ખંભાત } લેખક.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૬૪૭૭

## भुजंगी.

यथाराज्यतत्रं तथा धर्मतत्रं ।
त्विहामुत्रलोके ह्युभेशोभनीये ॥
स्वगेहाभिमानी च देहाभिमानी ।
जनौ द्वौ निबद्धौ न चैतद्विमुक्तः ॥





॥ तत्सत्परमात्मने नमः ॥

# ॥ गृहस्थनी गाईड ॥



ब्रह्मानन्दनिधिर्महाबलवताहंकारघोराहिना।
संवेष्ट्याथात्मनि रक्ष्यते गुणमयैः चंडैस्त्रिभिर्मस्तकैः॥
विज्ञानाख्यमहासिना श्रुतिमता विच्छिद्य शीर्षत्रयं।
निर्मूल्याऽहिमिमं निधिं सुखकरं धीरोनुभोक्तुंक्षमः॥

**અર્થ**—આત્માવિષે પ્રચંડ (સત્વ, રજ ને તમ) ત્રણ ગુણરૂપ મુસ્તકવાળો બલવાન્ સર્પ બ્રહ્માનંદરૂપ નિધિનું રક્ષણ કરે છે. વેદમાન્ય વિજ્ઞાન (અનુભવ) રૂપ તલવારથી તેના મુસ્તકોને છેદી નાખી સર્પરહિત થએલ એ સુખકારક નિધિને કોઇક ધીર પુરૂષજ ભોગવવાને શક્તિમાન થાય છે.



# ॥ उपक्रम ॥

માયાના પરમ પાટવથી રચાયલી આ સૃષ્ટિનું ક્ષણભર વિચારપૂર્વક અવલોકન કરીએતો બુદ્ધિ કેવળ કુંઠિત થાય છે. અનંત પદાર્થ, અગણિત જીવ, અને અપાર દ્રવ્યોથી આ જગત્ પરિપૂર્ણ છે. તેમાંથી કોઇ એક વર્ગના શોધ માટે, ગમે તેવો બુદ્ધિમાન્ વિદ્વાન્ પ્રવર્ત થાય તોપણ તેનો પાર પામવો સર્વથા અશક્યજ છે. એક પ્રકારથી જોતાં આ સૃષ્ટિ પરમાત્માનું ક્રીડા ભુવન છે તેમાં કાલ, કર્મ અને દ્રવ્યના મિશ્રણથી અનંત પદાર્થ ઉત્પન્ન કરી, સ્વયંવ્યાપક પરમાત્મા સર્વમાં પ્રવિષ્ટ થઇ વિરાજમાન્ થયા છે. આ ક્રીડાભુવનના મુખ્ય વ્યવસ્થાપક કાલ અને કર્મ છે, તે ઇશ્વરની ઇચ્છાનુસાર અનંત બ્રહ્માંડોની ઉથલપાથલ કરે છે. તે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ઇંગિતનો પાર શ્રુતિ ભગવતી પણ પામતી નથી તો પછી બીજાની તો વાતજ શી? જેનો પાર શ્રુતિ પામતી નથી તેનું કારણ શોધવા મનુષ્યે મથવું એતો દૃષ્ટિગોચરક્ષિતિજને પકડવાની દોડ જેવું છે. માટે બુદ્ધિમાન્ પુરૂષે આરંભથીજ સૃષ્ટિનું કારણ શોધવાની, અગર માયાનું સ્વરૂપ સમજવાની પ્રવૃત્તિમાં ન પડતાં, જો પોતાની ભૂલ સમજાતી હોય તો તેનેજ સુધારવાનો માર્ગ ગ્રહણ કરવો એ વધારે શ્રેયસ્કર છે.

સૃષ્ટિનું કારણ અથવા માયાનું સ્વરૂપ સર્વથા ન સમજાવી શકાય એવું તો નથીજ તે સમજાવી શકાય છે. પણ અમુક અધિકાર પ્રાપ્ત કર્યા પછીજ. તારના યંત્રના કડાકાથી જે અક્ષરોનાં સ્વરૂપ સમજાય છે તે ગામડીઆના મગજમાં કોઈ રીતે

ઉતારી શકાય તેમ છેજ નહિ. કદિ બી. એ. અગર એમ. એ. ભણેલો પણ તારનો અનભ્યાસી પુરૂષ તારયંત્ર પાસે બેઠા હોય તોપણ તે કડાકા પરથી કાંઈ સમજી શકશેજ નહિ. તે જો સમજવું હશે તો તેને અભ્યાસ કરવોજ પડશે. એ અભ્યાસ કરવો એજ અધિકાર પ્રાપ્તિ છે, તે મેળવ્યા પછી કડાકાની સર્વ વાત તેને સુસ્પષ્ટ થશે. તેજ પ્રમાણે વિદ્યા ગમે તેટલી ભણેલો હોય ચારે વેદ, વેદાંગ, શાસ્ત્ર અને પુરાણના અર્થો કરી સમજી સમજાવી શકતો હોય પરંતુ તેજ શાસ્ત્રો જેને અધિકાર કહે છે તે જો મેળવવામાં પછાત હશે તો તે પણ માયા સ્વરૂપ સમજવા જતાં ગોથું ખાશે. પોતાના વિદ્યાબળ અને બુદ્ધિપ્રભાવથી શબ્દજાળ વડે બીજાની બુદ્ધિ કુંઠિત કરવા તે સમર્થ હોતો ભલે હો. પરંતુ પોતાના મનનું સત્ય સમાધાન તો યથાર્થ અધિકારનો અભ્યાસ કરી આચારમાં ઉતાર્યા વિના નહિજ કરી શકે એ નિર્વિવાદ છે.

સર્વનું શુભ ઇચ્છવું અને કરવું એ **श्रीसनातनधर्म-નાં સતશાસ્ત્રોનો અબાધિત સિદ્ધાંત** છે. પરંતુ તેમ કરતાં પહેલાં શુભ-હિત તેના સ્વરૂપને બરાબર સમજી આચારમાં ઉતારી જોવું જોઇએ. પછીજ જો આપણે સર્વનું હિત કરવા તૈયારી કરીએ અગર ઇચ્છીએ તો ઠીક શોભા આપે છે એમ મારો નમ્રમત છે. શ્રી પરમાત્મા અને શ્રી સદ્‌ગુરૂના કૃપા પ્રસાદથી મને જે અનુભવ થયો છે તેને અનુસરી સમાજહિત કેમ થાય તે માર્ગનું આ પુસ્તકમાં **श्रीमत्परमहंसस्वामी ए. टी. कूटस्थ**ની પ્રેરણાથી શ્રી ઇશ્વર પ્રેરિત બુદ્ધિ પ્રમાણે વર્ણન કર્યું છે. તે

વર્ણનરૂપ પૂજા **जगदेवहरिः** એ દૃષ્ટિ રાખી પત્ર પુષ્પથી પ્રસન્ન થનારા તે પરમાત્માના દિવ્ય ચરણમાં આ શબ્દ પુષ્પાંજલી સપ્રેમ અર્પણ કરૂંછું જેને સ્વીકારી તેઓશ્રી મને સદ્દબુદ્ધિ પ્રેરશે એજ ઇચ્છાથી તેમના પાદપદ્મને પ્રણમુંછું. ૐ

અનેક અથવા આ જન્મથી માંડીને અદ્યાવધિ પર્યંત સર્વ પ્રાણીઓ તન અને મનને દ્વૈત પ્રદેશમાં રમાડી રહેલ છે. તેના પરથી પાછા હઠાવી તેને અધર રાખી ઉપદેશ આપવો. એ નટના દોરપર સામાન્ય માણસને ચલાવવા જેવી વાત છે. સામાન્ય મનુષ્યને ચલાવવું હોય અગર દોડાવવું હોય તો તેને માટે તો પૃથ્વીજ યોગ્ય છે, દોર યોગ્ય નથી. એ વાતને લક્ષમાં રાખી મનુષ્યના જીવનને ઉન્નત કરવાના ક્રમને વાર્તાના સ્વરૂપમાંજ યોજવા વિચાર કર્યો છે. જેથી સર્વને સુલ્લભ થઇ પડે. સત્યની સાદાઇ તરફ લક્ષ રાખી વાર્તાનાં રૂપકો પણ ટુંકાજ રાખી મૂળ મુદ્દાપર વધારે લક્ષ રાખ્યું છે. તો વાંચકો વાર્તાને ન વળગતાં પોતાના મનને સાર તરફ વાળી તેજ સંસ્કારો ગ્રહણ કરશે એવી સૂચના છે.

---

# प्रसंग १ लो.



**( સમય. સાયંકાળ–સ્થળ બારીસ્ટરનું ઘર ).**

સાયંકાળે હવા ખાવા ગએલા એક બારીસ્ટર સાધુસહ સ્વગૃહમાં પ્રવેશ કરે છે. જમાનાનું રૂપજ તેમનું ગૃહ છે. એક ખુરશી પર સાધુપુરૂષને બેસાડી બાજુના ખંડમાં વસ્ત્ર ઉતારી એક પેરણ રાખી, પોતે બીજી ખુરશીપર બેસે છે. સાધુના ભોજન સંબંધી

S-૭૭



નિર્ણય થઇ ગયા પછી બારીસ્ટરની વાત કરવાની જિજ્ઞાસા થતાં તે કહેવા લાગ્યો કે આપણી ઉન્નતિમાં સર્વથી આડરૂપ વર્ણ-વ્યવસ્થા અને ધર્મ છે. એ બે ડખલો દૂર કરવામાં આવે તો ભરતખંડનો ભાગ્યોદય તુરત થાય. પરંતુ તે વાત અજ્ઞાની ને જુની રૂઢીમાં ફસાયલાં મનુષ્યો સમજી શકતાં નથી અને ઉપદેશકો તેઓને તેનીતે વાતો કહીને બ્હેંકાવે છે. જો તેમાં સુધારો કરી તેઓને આગળ દોરે તો ઉન્નતિ આપોઆપ આવે. કેમ મહારાજ આ બાબતમાં આપનો શું અભિપ્રાય છે ?

મંદમંદ હસતા હસતા સાધુપુરૂષ કહેવા લાગ્યા. આપની કેળવાએલી બુદ્ધિના બળે માત્ર વિવાદજ કરવાનો છે કે—તેમાં જે તથ્યાતથ્ય છે તે સમજવાની ઇચ્છા છે ? જો વિવાદજ કરવા ધારતા હોતો તમે કહોછો તેમ છે અને સમજવા મરજી હોય તો કાંઇક રહસ્ય પણ છે.

નાજી, વિવાદ કરવાના ઇરાદાથી આ પૃચ્છા નથી પરંતુ રહસ્ય જાણવા માટેજ આપને તસ્તી આપવા ધારણા છે.

સારૂં! વર્ણવ્યવસ્થા અને ધર્મ, ઉન્નતિમાં આડે આવનાર છે એ વાત સ્વાનુભવથી કહો છો અગર વાગતામાં વગાડો છો? જો અનુભવથી કહેતા હોતો તમે તમારી ઉન્નતિ સાધોછો તેમાં તે કયાં અને કેવા પ્રકારથી આડે આવ્યાં તે પ્રથમ કહો. પછી તેનો નીકાલ કરીને આગળ ચાલીશું. ને તેમ ન હોય તો વિવાદમાં કાંઈ સાર નથી.

પ્રથમ તો મારાજ ધંધામાં એ બેઉ અનેક પ્રકારે અંતરાય કરે છે. દશ વાગે જમીને જઇએ, એક વાગે કોરટ બંધ થાય ત્યારે ભૂખ તો લાગીજ હોય જેને કાંઇ અડચણ નથી તેતો સર્વ પ-

દાથીં લાવીને ખાય અને અમે વર્ણના બંધનમાં જકડાઇને બી-જાના મુખ તરફ જોતા ચુંબાયાજ કરીએ. તેમજ પ્રાતઃકાળમાં રાત્રીના થાકેલા આઠ વાગે મહામુસીબતે ઉઠીએ કોઇ કેશનો વિ-ચાર કરવાનો હોય તો કરીએ ત્યાં દશ વાગે કોરટનો સમય થાય. જવાની ઉતાવળ ત્યાં પણ વચ્ચમાં ધર્મ નડે. સ્નાન સંધ્યા કર્યા વિના ખવાય નહિ તે કરવાનો સમય નહિ તો પણ ગમે તેમ કરી દશ વાગે પરવારીએ અને દોડતાં જઇએ. જો એ ન હોયતો યથારૂચિ ભોજનાદિ કરી અમે નીતિથી ચાલીએ તો શું અમારૂં કલ્યાણ ન થાય? જે નકામાં આ લફરાં વચ્ચે વળગાડયાં છે! વળી બીજા પ્રકારથી જોઇએ તો એ વર્ણવ્યવસ્થા અને ધ-ર્મને અનુસરનારા કોઇ પણ રીતે અમારાથી આગળ નથી તો પછી એ પાળનારા અને અમે ન પાળનારા એઉ સરખાજ છીએ તે રીતે પણ એ નકામાંજ ઠરે છે.

સર્વ સાંભળીને સાધુપુરૂષ કહેવા લાગ્યા કે કેટલાએક મનુ-ષ્યોને એવું કહેતા સાંભળીએ છીએ કે આ કોરટો ને પોલીસનો નકામો ખર્ચનો ભાર સરકારે રૈયતપર ભર્યો છે. જ્યારે કોરટમાં જવાનું હોય છે ત્યારે ઉલટા ધંધો ચુકીએ છીએ. જે અનીતિ કરનારા ને લુચ્ચા છે તેતો કેટલીએક વખત જેલજાત્રા કરી આવ્યા પણ કાંઇ સુધર્યા નહિ અને નીતિવાનોને તેની જરૂર નથી તો આ નકામો ખર્ચ અને ડખલ શા માટે જોઇએ. જ્યારથી સર-કારનું રાજ્ય ચાલે છે ત્યારથી આજ દિવસ સુધીમાં એથી કશો ફાયદો જણાતો નથી માટે અમને તો નકામાંજ લાગે છે. માટે નીકળી જાય તો સારૂં કે નિરાંતે બધો વખત કમાવામાં કાઢીએ.

બારીસ્ટર—કોરટ અને પોલીસ પોતાનું પદ સમજીને કામ

કરે તો તેથી વ્યવહારમાં કેટલી સરલતા અને સગવડ થઈ શકે તેમ છે એ કાયદો ન જાણનારા સમજી શકે તેમ છે નહિ. મહારાજ આટલી ઉમર એમાં કાઢી અને હજુ રાત દિવસ તેજ પોથાંને ફેરવીએ છીએ. તેના જે ફાયદા છે તે અજ્ઞાનીને શી રીતે સમજાવીએ. જોયા વિના અને વિચાર કર્યા વિના આંખો બંધ રાખી દારૂ પીધો હોય તેમ ગમે તેવું ઢંગધડા વિનાનું બકે તેને તે શું કરીએ ?

સાધુ—પણ તેઓને બિચારાને અડચણ પડે છે ત્યારે બોલે છેને ? વળી કોરટમાં જાય ત્યારે કલાકના કલાક કાઢી નાખવા પડે તેથી તેમને કંટાળો આવે છે ને દેખીતો ગેરફાયદો થાય માટે બડબડે.

બારીસ્ટર—એ તો નકામો બડબડાટ લાંબી નજરે તે જોઈ શકતા નથી તુરતના ફાયદાને રડે છે. ભવિષ્યમાં જે નુકસાન થાય તેને જોઈ શકતા નથી. અત્યારની સહજ વેઠેલી અડચણ ભવિષ્યમાં બહુ ફાયદો કરે છે પરંતુ તે ન સમજતાં પોતાની મૂર્ખાઈ નકામી સરકારપર ઓઢાડે છે. કોરટ વિગેરે કાઢી નખાય-જ નહિ. ભલેં તેથી લાભ થતો ન દેખાતો હોય. વિચારીને જુએ તો બધું સમજાય તમે આ નકામી પંચાત ક્યાં ઉભી કરી આપણી મૂળ વાતજ કહોને ?

સાધુ—ભલેં ત્યારે એમ કરીએ. આપણા પૂજ્ય મુનિઓએ જે શાસ્ત્રોમાં વર્ણવ્યવસ્થા અને ધર્મનો નિર્ણય કર્યો છે તે તમે વાંચ્યાં છે કે ? અને વાંચ્યા હોય તો ક્યાં ક્યાં ને ક્યારે ?

બારીસ્ટર—( હસવા લાગ્યો ) મહારાજ મારો ન્યાય તમે મારેજ મોઢે કરાવ્યો. કોરટો કાઢી નાખવા ઇચ્છનાર મનુષ્યોને

કાયદાનું જ્ઞાન સમજ્યા પછી હું જેવા ગણું છું તેવોજ વર્ણ અને ધર્મને કઢાવી નાખવા ઇચ્છતો હું તેના જ્ઞાતાઓની દૃષ્ટિમાં છું. ખરે ! આપણાં શાસ્ત્રો શામાટે વર્ણ અને ધર્મને વચમાં નાંખે છે ? કેવા પ્રકારે નાંખે છે ? તેનો કદિ વિચાર સરખો પણ કર્યો નથી. અમે પણ પૈસાના મોહમાં દેખીતોજ ફાયદો શોધી તેમાં અડચણ માની તેને કાઢી નાખવા સમજ્યા વિનાજ બુમો મારીએ છીએ. **અરેરે ! હવે સમજાય છે કે અમારા તુચ્છ સ્વાર્થની ખાતર ધર્મ અને વર્ણને ઉડાવી અમે કોણ જાણે કેવાએ પ્રકારના અનર્થ ઉભા કરતા હોઇશું.** હાલના કાયદાના જ્ઞાનમાંજ સર્વ જ્ઞાનની પરિસીમા માની અમારા મગજના ફાંટા પ્રમાણે અમે ધર્મ નિર્ણય પણ કરી નાંખીએ. એતો રમતીઆળ છોકરો રમતની ધૂનમાં અભ્યાસ કરવા કહેનારનો નિર્ણય કરી કાઢે તેવોજ થતો હશે. એટલે જુઠોજ. અમારો ધંધો ચાલતો રહે અને વર્ણ ધર્મનું સંરક્ષણ થાય એવો કોઈ માર્ગ હોય તો હાલના દેશકાળને અવલંબીને બતાવો. હું મારી શક્તિ પ્રમાણે તેને અનુસરવા પ્રયાસ કરીશ.

સાધુ—આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારજ વસ્તુ પર લક્ષ હોઇ જો મનુષ્યનું જીવન વહન કરતું હોયતો પશુ કરતાં કોઇપણ રીતે તે આગળ નથીજ એ માત્ર દ્વિપાદ પશુ છે એમ કહીએ તો કશી હરકત નથી. ઇશ્વરે સંસારમાં મનુષ્યને ઉત્પન્ન કરી વિચાર કરવાની શક્તિ આપી છે. એ તેના પર મહાન્ ઉપકાર કર્યો છે. તેનો સદુપયોગ કરી મનુષ્ય પોતાના જીવન પ્રવાહને ઉન્નત ન બનાવે તો તેનું જોખમ તેનેજ શીર છે. એટલા માટેજ આપણા ધર્મશાસ્ત્રોમાં તમારા કાયદાની પેઠે અમુક ધા-

ર્મિક ક્રિયા ન કરનારને અમુક પ્રકારનું પાપ લાગે એવી શિક્ષા ઠરાવી છે. કોઈ ચોરી અગર હરકોઇ જાતનો અપરાધ કરી કોરટમાં આવી એમ કહે કે હું કાયદો ભણ્યો નથી, જાણતો નથી માટે અપરાધની મને શિક્ષા ન થવી જોઇએ. તેના એ કથન પરથી કોરટ તેને છોડી દેતી નથી તેમ કોઇ મનુષ્ય '**હું ધર્મને જાણતો નથી**' '**અમે ધર્મને માનતા નથી**' એવું માત્ર મોઢેથી બોલે અગર બુદ્ધિના તર્કોથી ગમે તેમ બચાવની બારીઓ ખોળે. **"પરંતુ કુદરત અગર અંતર્યામી ઇશ્વરના અબાધિત નિયમ તેના કર્મનું ફળ આપ્યા વિના રહેતાજ નથી."** તો પછી મનુષ્યે પ્રથમ જાતે સમજીને અગર જ્યાં પોતાને વિશ્વાસ આવે ત્યાંથી **ધર્મ નિયમો જાણીને** તેને જીવનમાં ઉતારી જીવનને વિશુદ્ધ કરવા પ્રયત્ન કરવોજ જોઇએ. બહારના રાજાના રાજ્યમાં તો એટલી પણ છૂટ છે કે મનુષ્યે ગુન્હો કર્યો હોય છતાં તેની સાબીતી ન થાય તો તે છૂટી જાય છે. પરંતુ ઇશ્વરની કચેરી અને ન્યાયાસન અલૌકિક છે, ત્યાંનું તપોબળજ એવું છે કે અપરાધી પોતાનો અપરાધ છૂપાવી શકતોજ નથી તેને સત્યજ બોલવું પડે છે. ડૂલી ગયેલો શાહુકાર બહારથી ગમે તેટલો ભભકો રાખે પણ તેના ચોપડા, તીજોરી અને હૃદય તો તેને સ્પષ્ટ કહેછે કે તું ધન રહિત છો. એ વાત અંતર પાસે તે કોઇ રીતે છૂપાવી શકતો નથી. તેવોજ પ્રકાર ધર્મને માટે પણ સમજવાનો છે. તેનાથી તમે વિરૂદ્ધ રહી ગમે તેટલા બહારના વૈભવો વધારશો પરંતુ તમારૂં અંતઃકરણતો પોતાનો અસંતોષ તમારી પાસે સ્પષ્ટ કરવાનુંજ. બહાર તમારા સુખમાં તમે ગમે તેટલાં બણગાં ફુંકશો પણ તમારી બુદ્ધિ એ સર્વને હંબગ ગણી તમારા

મનની મશ્કરી કરવાનીજ. માટેજ તમારે ગમે તેમ કરીને પણ જીવનને ઉન્નત કરવુંજ જોઇએ.

**ગૃહસ્થાશ્રમ એ અર્થ અને કામની ઇચ્છાઓને પૂર્ણ કરવાની શાળા છે.** ગૃહીની વિવિધ અનેક ફરજો છે તે સર્વને બજાવતાં અને પોતાને પ્રાપ્ત વ્યવહાર ખેડતાં જીવનને કલુષિત થવા ન દે તોજ ઉક્ત ઇચ્છાઓનો પરિપાક થઇ પુરૂષ તેમાં ઉત્તિર્ણ થાય છે. અર્થ અને કામની ઇચ્છાઓને કેવી રીતે પરિપૂર્ણ કરવી ! તેમાં પરસ્પર વિરોધ આવે તો કેમ કરવું ? ટુંકામાં મનુષ્ય કેવા પ્રકારથી ગૃહસ્થાશ્રમ ચલાવે તો ઉભયપ્રકારની ઇચ્છાઓ પાકીને કંઇપણ દુ:ખ વિના ખરી પડે તેનો **સત્ય નિયામક ધર્મજ** છે. માટે ગૃહી પુરૂષોએ ધર્માશ્રય ત્યજીને એક પણ પગલું ભરવાનું નથી જો સત્ય સુખ મેળવવું હોય તો ? અને તેવા પ્રકારની ઇચ્છાજ ન હોય તો ઇચ્છાનુસાર ચાલો અને દુ:ખાનુભવ થાય ત્યાંથી પાછા ફરીને પુન: આજ માર્ગને ગમે ત્યારે પણ સુખને માટેતો અનુસરવું પડશેજ. આ માર્ગના આશ્રય વિના ચિત્તમાં સંતોષ આવવાનો નથી, સંતોષ વિના સુખાનુભવ થવાનો નથી. આમજ છે તો દુ:ખાનુભવ કરીને પાછા ફરવું તેના કરતાં અહીંથીજ "જાગ્યા ત્યારથી સવાર" ગણી કામ કરીએ તો ઘણું કરી શકાશું. એ નિશ્ચય થતાં વિચાર એજ આવશે કે હાલના દેશકાળ પ્રમાણે શું કરવું જોઇએ ? તેનું સમાધાન એજ છે કે ગૃહીનું જીવન નિર્દોષ ચાલી શકે એની સ્પષ્ટતા કરી આપનાર બુદ્ધિ છે. બુદ્ધિનું પોષણ અન્નદ્વારા થાય છે એટલે જેવા પ્રકારથી અન્ન ( દ્રવ્યાદિ ) મેળવ્યું હોય છે તેવી એટલે જો સાત્વીક રીતે ધન મેળવ્યું હોય તો સાત્વિક, રાજસી રીતે રાજસ

અને તામસી રીતથી તામસ બુદ્ધિ થાય છે માટેજ નીતિવિદ્ પુરૂષો કહે છે કે મનુષ્ય જેવા પ્રકારનું અન્ન ખાય છે તેવા પ્રકારની બુદ્ધિ થાય છે. માટે અર્થ સંપાદન કરવામાં સર્વથી પ્રથમ બુદ્ધિની જાગ્રતિ રાખવા વિદ્વાન કહે છે કે, **अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥** એટલે વિદ્યા અને પૈસો મેળવતી વખતે પોતાને અજર અમર સમજવું, પરંતુ અસત્ય બોલવાનો કે અધર્માચરણ કરવાનો પ્રસંગ આવે તે વખત એમજ સમજવું કે મૃત્યુ માથાપરજ છે. આવું ધ્યાન રાખવાનો આરંભ કરતાં કદિ પ્રથમ સ્ખલના થાય પરંતુ અભ્યાસથી આરૂઢ થવાય છે. અને જેટલા આરૂઢ થઇએ તેટલું જીવન ઉચ્ચ થાય છે.

બારીસ્ટર—વાતતો બહુજ સારી લાગે છે પણ તેમ કરવા જતાં જે પરિણામ ધ્યાનમાં આવે છે તે વિપરીતજ. એ પ્રમાણે સત્યાલંબન કરીને કાર્ય કરવા જઇએ તો અમારે ત્યાં ગ્રાહક બહુજ ઓછાં આવે. વળી હાલ જમાનો એવો છે કે સત્ય પર ચાલવા જઇએ તો આપણે કાંઇ ચગદાઇ જઇએ તેનો પત્તો પણ ન લાગે. અને ભીખ માગતા પણ પુરૂં થાય કે કેમ એ પણ શંકાજ રહે છે. આ વાત હાલના જમાના અનુસાર ન કહેવાય. આતો જુની ધરેડ અને તે અમોને પ્રસન્ન નથી.

સાધુ—**युद्धस्यवार्तारम्या**-જેમ યુદ્ધની વાત સાંભળવી સારી લાગે છે, તેમજ ધર્મની, જ્ઞાનની, ઉન્નતિની. વાતોજ સાંભળવી સારી લાગે છે. પરંતુ તેમાં જ્યારે ઉતરવાનું થાય છે. ત્યારેજ સમજાય છે કે કેટલી હરીકત વેઠીએ ત્યારે કાર્ય થાય છે.

**'સુખને ઇચ્છેછે સર્વ પણ સત્ય સુખની કિંમત આપવા કોઇ ઇચ્છતું નથી'.** તમારો પોતાનોજ અનુભવ છે કે જેવો "કેશ" તેના પ્રમાણમાં તમને પૈસા મળે તોજ તમે હાથમાં પકડો છો. છતાં તેમાં થનાર જય પરાજય તમારા હાથમાં નથી એતો ન્યાયાધિશને કબજે છે તે છતાં જો જય થાય તો ઇનામ લેવાનું પણ ચૂકતા નથી. ત્યાં જ્યારે એમ છે તો સત્યના માર્ગમાં એમ કેમ ન હોય? હોવુંજ જોઇએ.

જમાનાના સ્વરૂપ સાથે સત્યને સરખાવી ચગદાઇ જવાનો નિર્ણય કાઢો છો. તમારી એજ વાત સિદ્ધ કરે છે કે તમે **"સત્યનું સ્વરૂપ ને સત્તા"** સમજ્યાજ નથી. અગર સત્યને માર્ગે ચાલનાર હેરાન થાય એ માન્યતાજ ખોટી. છતાં સત્ય માની બેઠા છો. **'સત્યનો કદિ પરાજય થતોજ નથી'.** ધર્માશ્રય કરનારને દુઃખ આવતુંજ નથી. તમે શું આ માનતા નથી? ત્યારે કોરટમાં જે આરંભમાં પ્રતિજ્ઞા કરાવો છો કે "ઇશ્વરને હાજર જાણી સત્ય બોલીશ" એ એક પ્રકારનું નાટકજ કે? અત્યાર સુધીમાં સત્યપર ચાલનારને પોતાનું જીવન ચલાવવામાં હરકત પડી હોય એવો એક પણ દાખલો બન્યો છે કે? તમને ભીખ સુધીના તરંગો આવે છે? સત્યને જમાનો કાંઇ કરી શકતો નથી. ધર્મ પ્રમાણે ગમે તે વખતે મનુષ્ય ચાલી શકે છે. અને તે પ્રમાણે ચાલે તોજ તેની ઉન્નતિ થાય છે. નહિતો વાતો ભલે કરે. ધર્મ પણ તમે કલ્પનાથી ઘડી કાઢો તે નહિ. પરંતુ આપણાં પ્રાચીન ગ્રંથો કહે છે તે ધર્મ! તેનાજ આશ્રયમાં ઉન્નતિ એ યાદ રાખજો તમને અત્યારે આ દ્રવ્યાદિ સમૃદ્ધિ મળી છે તે શાને આધારે મળી છે?

કેવળ તમારો પુરૂષાર્થ પ્રબળ છે કે જન્માંતરનો પણ કાંઈ અંશ છે? એ બાબતમાં તમારી માન્યતા કેવી છે?

બારીસ્ટર—આપનો પ્રશ્ન હૃદય હચમચાવી નાખે છે. આનો ઉત્તર આપતાં મન તરફ જોઉંછું તો અનેક વિચારની ધારાઓ દોડે છે. અને કાંઈ રસ્તો મળતો નથી.

સાધુ—એક દાખલાથી આપણે વિચારીએ, એટલે જવાબ નીકળી આવશે. એક ખેડુ પોતાની જમીનને ખૂબ ખેડે છે, સારી રીતે ખાતર નાંખે છે, ઉત્તમ બીજ લાવી વાવે છે, રક્ષણ કરી પકવે છે. મધ્યે અચાનક હીમ પડી વસ્તુ બગડી જાય તો આપણે માનીએજ છીએ કે તેના નસીબમાં એટલું ઓછું હશે, અને ખેડું પણ વિચારે છે કે મેં પુરૂષાર્થ કરવામાં ખામી ન રાખી છતાં ઈશ્વર ઈચ્છા હતી તેજ ફલ મળ્યું. તમે જે દ્રવ્યોપાર્જન કરોછો તેમાં પણ તમને જો પુરૂષાર્થપર વિશ્વાસ હોય અને તેથીજ મળે છે એમ માનતા હોતો સત્ય ધર્મને અનુસરી પુરૂષાર્થ કરો એટલે જે મળવાનું છે તે મળશેજ. અગર પ્રારબ્ધપર વિશ્વાસ હોય તોપણ સત્ય ધર્મને અનુસરો એટલે જે મળવાનું છે તે મળશે. તમે જે રીતે માનતા હો તે રીતે માનો તોપણ સત્ય અને ધર્મ તો આવવાનાંજ. કદિ તમે એમ માનતા હો કે પૈસા અસત્યથી આવે છે તો કાયદામાં જે સત્ય, નીતિ વગેરે લખ્યાં છે, જેના બળે તમે જુઓ છો તેને ફેરવો. અગર તો તમે કહો કે અમે હાથી છીએ. અમારા ખાવાના અને ચાવવાના જુદા છે. ત્યારે તો પછી તમારી સાથે જે વાતો કરવી તેની ઇતિશ્રી કરીએ. કારણ કે નકામી વાતો કરવાથી કાંઈ ફાયદો નથી. તમારે તો માત્ર ઉન્નતિનાં વૃથા વખાં વગાડી પોતાની અનુકૂળતા પ્રમાણે ગમે

તેમ રમણ ભ્રમણ કરી મનુષ્યની લાઈનમાંથી પણ પાછા હઠી પશુ વિગેરેની લાઈનમાં ઉતરી બધું એકઠું કરી દેવું છે તેતો અધમતાનો પ્રદેશ છે તેમાં તો ઉન્નતિનું નામ નિશાન પણ નથી. ખાલી પડછાયા પછવાડે દોડનારના હાથમાં તો કાંઇએ આવે નહિ. છતાં દોડે તો ના નથી. તમે નવા જમાનાના યુવકો પોતાને ઠીક ગણી જુની ઘરેડ તરફ ઘૃણાની નજરથી જુઓ છો. પરંતુ પોતાના પગ નીચે તપાસો તો તે કરતાં પણ વધારે અધમતાનું દર્શન થયા વિના રહેશે નહિ. એટલું યાદ રાખજો કે તમને સારી રીતે બોલતા આવડયું અગર પ્રપંચ કરતાં આવડ્યો તેમાં કાંઇ ઉન્નતિ નથી. કાગડો દેવાલય ઉપર બેસે તેથી ગરૂડ ગણાયજ નહિ.

બારીસ્ટર વિચારમાં નિમગ્ન થઇ ગયો. અનેક પ્રકારની સુધારાની વાંચેલી વાતોનાં ચિત્રો દૃષ્ટિ આગળ તરવા લાગ્યાં. અનેક સંસ્થાઓ તેના સ્થાપકો અને ઉદ્દેશો મગજમાં તરવા લાગ્યા. અનેક ધર્મ, પંથ, સમાજના કાર્યવાહકોના પોકારો મનપર આવવા લાગ્યા. એ બધાથી પ્રથક સત્યનો સાદો અને સરલ માર્ગ પણ ચમકવા લાગ્યો તે તરફ જતાં એવું ભાન થવા લાગ્યું કે આ રસ્તે કોઇ ગયું હશે કે કેમ ? આતે રસ્તો સત્ય હશે કે અસત્ય. શું આટલા બધા પુરૂષો ચાલે છે, તેમાં કોઇને આ માર્ગ નજરેજ નહિ આવતો હોય. વાતો તો આજ માર્ગની સાંભળીએ છીએ. પરંતુ હવે કરવું શું ? છેવટ જાગ્રત થઈ મહાત્માની સામે જોવા લાગ્યો.

સાધુ—એમજ છે. અનેક માણસો એકત્ર કરીએ તેમાં સત્ય માર્ગ ( ઉન્નતિ )ને માટે સત્ય પ્રયત્ન કરનાર કોઇકજ હોય છે.

અને એવા હજારોમાંથી કોઇકજ પાર પહોચે છે. તેથી એવી પણ ભ્રાન્તિ થઈ આવે કે આ માર્ગને કોઈ અનુસરનાર હશે કે આતો ખાલી પુસ્તકમાં લખવાની અને મોઢે બોલવાની વાતો માત્રજ હશે પરંતુ ખરૂં જોતાં તેમ નથી. માત્ર એટલુંજ છે કે આ માર્ગે ચાલનાર વિરલજ મળી આવે. બાકી આ માર્ગને નામે એથી ઉલટે પંથ ચાલનાર ટોળાંઓનો તો અંત નથી તેથીજ મુસાફર બિચારો ભ્રમણામાં પડે છે કે ખરો માર્ગ આ હશે કે તે ? જો દઢ રહી આ માર્ગે ચાલ્યો જાય તો ધારેલે સ્થાને પહોંચે એમાં જરા પણ શંકા નથી. શ્રદ્ધા, દઢતા, અને ધૈર્ય ધારણ કરીને ચાલવું જોઇએ. તોજ અનુભવ થાય છે. કોઇ માણસ એક ગામથી બીજે ગામ ગયો નથી અગર જવા હિંમત કરી નથી ત્યાં પર્યંત પોતાની શક્તિ કેવી અને કેટલી છે તેનો ખાલી વાતો કરવાથી તોલ થઇ શકતો નથી. પોતાની દઢતાની કસોટી માટે મનુષ્યે ધીમે ધીમે બહાર નીકળવાનો આરંભ કરવો જોઇએ. અને ફરી ઘેર આવવું જોઇએ ત્યારેજ અનુભવ થાય છે કે આપણું ઘર આપણને બરાબર યાદ રહે છે. તેજ પ્રમાણે પોતાના નિશ્ચયની કસોટી માટે મનુષ્યને જે સમયે જે ક્રિયા પ્રાપ્ત થાય તે કરવી જોઇએ. અને ક્રિયા થઈ રહ્યા પછી પોતાનો નિશ્ચય કેટલે અંશે જળવાયો, કયાં સ્ખલન થયું, કઈ રીતે થયું, અને પુનઃ ન થાય તેને માટે કેવી રીત રાખવી એ બાબત વિચાર કરવો. આ પ્રકારે અભ્યાસ કરવાથી ધીમે ધીમે ભૂલો સુધરતી જાય છે. અને જે જે ક્રિયાઓ પ્રાપ્ત થાય તેને કેવા પ્રકારથી કરવી તેનો માર્ગ પણ ધીમે ધીમે સરલ થતો જાય છે. અને મનનો ઉત્સાહ પણ વૃદ્ધિ પામતો જાય છે. એટલે કાર્ય

પણ વધારે વધારે થતું જાય છે. તેની અસર આપણી આસપાસના લોકો પર થઇને તેઓ પણ સુધરવા લાગે છે. એ પ્રવાહ ચાલતાં અનેક મનુષ્યને લાભ થાય છે અને આપણું પૂર્ણ હિત થાય છે. ૐ

બારીસ્ટરને વાત રૂચી. કોઈ જન્મ જન્માંતરનો પુણ્યપુંજ જાગ્રત થતાં તે રસ્તાપર ચાલવાની દૃઢ ઇચ્છા થઇ. ને પેલા મહાત્મા પુરૂષનેજ મનથી ગુરૂ માની આ સત્ય માર્ગપર કેમ આરૂઢ થવું તે બતાવવા વિનંતિ કરી.

સાધુ—મનુષ્ય જન્મમાં પ્રત્યેક મનુષ્યને વિચારરૂપ દીપક ઇશ્વરની પરમ કૃપાનું ફળ મળેલ છે. તે દ્વારા જીવાત્માને જન્મ મરણનાં બંધનમાંથી શિથિલ કરીને છોડાવી દેવો જોઇએ. પ્રત્યેક મનુષ્યમાં સ્ફુરનાર જે અહંમ્ ( હું ) છે તે સર્વથા એક સ્વરૂપજ રહે છે. તે જ્યારે કેવળ સ્વાર્થપરાયણ થઇને આસક્તિપૂર્વક બહારના પદાર્થો સુખરૂપ સમજી તેને પ્રાપ્ત કરવામાં અનેક પ્રકારના પ્રપંચોમાં ઉતરવા લાગે છે ત્યારે તેની ગતિ આસુરી સંપત્તિ તરફ થતી ગણાય છે. તેમાં આમ કરવાથી સુખ મળશે. અમુક રીતે સુખ થશે. એવી અનેક પ્રકારની ઇચ્છાની છાયાઓ થોડે થોડે દૂર સુખરૂપે દેખાયાજ જાય છે. પણ ખરી રીતે જોતાં તેમાં સુખ ન હોવાથી સુખની આશાએ જીવાત્મા દુઃખમાંજ ઉતરતો જાય છે તોપણ તેની સુખબુદ્ધિ દૂર થતી નથી અને વાસનાને યોગે અનેક પ્રકારના અધમ સંસ્કારોને વહોરી જીવનને અધમ બનાવે છે.

એનાથી ઉલટું એટલે પ્રાણી પોતાને પ્રાપ્ત થનાર વ્યવહાર

કરે છે પરંતુ તે સાથે એટલો વિચાર યોજે છે કે ધર્મ અને નીતિથી પ્રાપ્ત કરેલ દ્રવ્યને શાસ્ત્ર પ્રમાણે ભોગવવાથીજ સદ્દબુધિ રહે છે અને ત્યારેજ સુખનો ખરો અનુભવ આવે છે તેથી તે જે જે કાર્યો કરે છે તે દરેકમાં ઇશ્વરને અપરોક્ષ જાણી કરે છે. કેટલીએક વખત તેમાં ભૂલો થાય છે પરંતુ તેના સંસ્કારો મલીન થતા નથી અને ધીમે ધીમે દૈવસંપત્તિ વૃદ્ધિ પામતી જાય છે. તેમ તેમ તેનું જીવન ઉન્નત બનતું જાય છે.

ઉપર પ્રમાણેના બેઉ માર્ગોમાંથી બીજા માર્ગપર આરૂઢ થવા સારૂ જીવાત્માએ ધર્મને અનુલક્ષી પોતાનાં કાર્ય કરવાનો આરંભ કરવો જોઇએ. તેના ત્રણ પ્રકાર પડે છે. અને તે એક બીજાના ઉપકારી છે. જેમ ઘરની મજબુતી ત્યારેજ ગણાય કે તેનો પાયો, ભીંતો અને માલણ ત્રણે સારી સ્થિતિમાં હોય તે-માંનું એક પણ દૂર્બળ હોય તો ઘર સારી સ્થિતિમાં ગણાતું નથી તેજ પ્રમાણે મનુષ્યને પોતાનું જીવન ઉચ્ચ કરવાને માટે ત્રણે પ્રકારને યથાર્થ કેળવવા જોઇએ તે નીચે પ્રમાણે.

## (૧) પોતાના જીવનનો પ્રકાર.

હમેશાં–પોતાની અનુકૂળતા પ્રમાણે કાંઇક સ્વાર્થનો ભોગ આપીને પણ સ્નાનસંધ્યાદિ ધર્મ કર્મનો પ્રથમ સમય હોવોજ જોઇએ. આ ક્રિયાના ઉચ્ચ હેતુને નહિ સમજનારા તેનું ઉપહાસ્ય કરે પરંચ વિચારવાને તે તરફ લક્ષ્ય ન આપતાં પોતાનું કાર્ય કર્યે જવું સમય આવતાં તેનું રહસ્ય બરાબર કરતાં હસ્તગત થશે જ અને તેજ વખત તેનો મહિમા સમજાશે.

અર્થોપાર્જન કરવામાં પણ લોભાદિ વૃત્તિઓપર કાબુ રાખી ધૈર્ય ધારીને સત્ય અને નીતિને અનુસરી પોતાનો જે પ્રકારનો

ધંધો હોય તે કરવો અને તેમાં કદિ કોઇ માણસ આપણો વિશ્વાસ રાખી આપણા પ્રસંગમાં આવે ત્યારે તેની સાથે કોઈ પણ પ્રકારની અનીતિ ન કરતાં તે ન ઠગાય તેવીજ વર્તણુક તેના સાથે રાખવી. જેમ બને તેમ અસત્યનો ઉપયોગ ઓછો કરવો. અમે પ્રમાણિક છીએ એવું ડોળ કરવા પ્રયત્ન ન કરતાં મનથીજ પ્રમાણિક થવાને પ્રયત્ન કરવો બીજા તેનો તોલ કરે અગર ન કરે તેની પરવા કરવી નહિ. કારણ આપણો પ્રયત્ન આપણા જીવનને ઉચ્ચ કરી પ્રભુને પ્રસન્ન કરવા માટે છે. માટે બીજાને દેખાડવા મહેનત ન કરતાં થવા મહેનત કરવી છતાં લોકો તે જાણી જાય તો છૂપાવવાને પણ પ્રયત્ન કરવો નહિ તેમ અમે મહાન્ છીએ એવું સમજી અભિમાન કરવું નહિ. પણ અમારૂં એ કર્ત્તવ્ય છે એટલું નમ્રતાથી કહેવું.

દ્રવ્યોપાર્જન ગમે તેટલી જાગ્રતિથી કરવામાં આવે છતાં તેમાં અમુક પ્રકારના દોષો આવ્યા વિના રહેતાજ નથી માટે પોતાના ધંધાનો વિચાર કરી ઉત્પન્ન કરેલ દ્રવ્યમાંથી છઠ્ઠો, આઠમો, દશમો અગર યથારૂચિ પણ ધર્મનો ભાગ કાઢવોજ જોઇએ. તેમ કર્યા સિવાય દ્રવ્ય શુદ્ધિ થતીજ નથી સુખેચ્છુએ દ્રવ્ય શુદ્ધિ અવશ્ય કરવી જોઇએ.

પોતાના સંબંધમાં આવનાર અને પોતાના કબજામાં સર્વ મનુષ્યોની દૃષ્ટિમાં પોતાનું જીવન ઉચ્ચ વહન કરે છે એવુ ભાન થાય તેવા પ્રકારની વર્તણુંક રાખવી જોઇએ. પોતાના વચનની પૂર્ણ કીમત સર્વથી પ્રથમ પોતાને હોવી જોઇએ જે કાંઈ કહીએ તે બરાબર કરી બતાવવું જોઇએ. તેમ કરવા જતાં કદિ કોઈ

પ્રકારની હાનિ વેઠવાનો પ્રસંગ આવતો હોય તો તે પણ સત્ય અને ધર્મને ખાતર વેઠવીજ જોઇએ. નકામા ગાલ વગાડવાજ નહિ અને કદિ કોઇ વાત મુખમાંથી નીકળી ગઇ તો તે પ્રમાણે કરવુંજ આ રીતે કરવાથી વાણી અને વર્તન ઉપર પણ એક પ્રકારનો કાબુ આવતો જશે. અને ઉચ્ચ કર્તવ્યની છાપ સર્વ ઉપર અનાયાસે પડતી જશે. તમે આમ કરો કે તેમ કરો એવાં શીખામણનાં લાંબા ભાષણ કરવાની જરૂરજ રહેશે નહિ. ચોતરફથી સુખમર્યાદાજ બંધાતી જશે.

પોતાને પ્રાપ્ત થનારા કામના, ક્રોધના, લોભના પ્રત્યેક પ્રસંગોનું પછીથી નિરીક્ષણ કરવું. તેમાં નિશ્ચયબળની અસર કેટલા અંશે થઇ છે તેનો વિચાર કરવો જે જે કામો કરવામાં આવે તેમાં સત્ય મર્યાદાનો ભંગ ક્યાં અને કેવા પ્રકારથી થયો છે તેનું અવલોકન કરવું અને તેની દૃઢતાને માટે શીક્ષણ લેવું તથા મનનું યમન કરવું. એ પ્રમાણે કરતાં જ્યાં જ્યાં વિરોધ જણાય તેનો નિર્ણય, કેવળ પોતાની બુદ્ધિથી અથવા ચાલતા જમાનાના અભિપ્રાય પ્રમાણે કરવો નહિ. પરંતુ આર્ષ ગ્રંથોના આધારે કોઇ મહાત્માદ્વારા કરવો અને પછી તે પ્રમાણે ચાલવું.

સાધુઓનો સમાગમ કરવો પરંતુ તેમાં વિવેકની પૂર્ણ જરૂર છે બહુધા સંસારમાં એવું જોવામાં આવે છે કે લોકો સાધુનો સમાગમ કરી તેમાંથી ધન, પુત્ર વિગેરે વ્યવહારીક પદાર્થ મેળવવાની લાલચમાં પડે છે બહુધા આવા લાલચુ શિષ્યોને લોભી ગુરૂઓનીજ પ્રાપ્તિ થાય છે. અંતમાં આશાના માર્યા છેતરાય છે. પછી પોતાની ભૂલ ન સમજતાં સંગ અને સાધુઓને વખોડે છે. પણ તેવો માર્ગ કરી આપનાર પોતે છે એનો વિચાર કરી શકતા

નથી. તેમજ કેટલાએક એવા ઉતાવળા હોય છે કે કોઈ નવો સાધુ જોયો કે તેનાપર એકદમ ઢળી પડે છે પોતાની શક્તિનો પણ વિચાર કરવા અટકતા નથી અને ઘણો સમય તેમની પાસે ગુમાવે છે બીજાઓની પાસે અનેક પ્રકારનાં વખાણ કરે છે પરંતુ એટલામાંજ તેમના કર્ત્તવ્યની ઇતિશ્રી હોય છે સત્ય રીતે જોતાં તો આવા પુરૂષો પોતાને, સાધુને અને જેને દોરી જાય છે તે સર્વને ઠગે છે. કારણકે વરઘોડામાંના છાએલા ( માતા પિતાએ માગી લાવીને છોકરાને શૃંગાર્યો હોય છે એટલે થોડી મુદત પછી તો બધું પાછું જેનું હોય તેને પાછું આપી દેવું પડે છે ) જેવી તેમની શ્રદ્ધા ટુંક મુદતમાંજ ઘસાવા લાગે છે અને પોતેજ પાછા પડી જઇ પોતાની ભૂલ છૂપાવવા ખરી કે ખોટી સાધુપર કાળી ચાદર ઓઢાડે છે. માટે આવું ન થાય તેટલા સારૂ વિચાર કરીને પગલાં ભરવાં એનો અર્થ એવો પણ ન કરી બેસવો કે દરેક સાધુનાં છીદ્રોજ શોધતાં જવું. પ્રથમ ગમે તે સાધુ હોય અગર આપણે ત્યાં આવી ચઢે તેમને નમસ્કાર કરી ભીક્ષાદિ આપવું આપણા મનમાં કોઈ શંકા હોય તોજ પૂછવું તેમની પરીક્ષા માટે કાંઈ પણ પૂછવું નહિ. છતાં કાંઈ વાત નીકળે તો શ્રદ્ધાપૂર્વક સાંભળવી તેમાંથી આપણને જે ઉત્તમ લાગે તે ગ્રહણ કરી લેવું. આમ કરતાં તેમાં કાંઈ વધારે સમજાય તેમની પ્રકૃતિનો જેમ અનુભવ થાય તેમ તેના ઘાડ સંગમાં પણ આવવું. આમ કરવાથી એક વખત સ્તુતિ કર્યા પછી નિંદા કરવાનો પ્રસંગ આવતો નથી તેમજ આપણું ધૈર્ય વધે છે ને વિવેક જાગૃત થાય છે. કદિ સમાગમ કરતાં આપણને ઠીક ન લાગે તો દર્શન કરી દુર રહેવું પરંતુ તેમની નિંદા કરવામાં ઉતરવું નહિ. ત્યાર બાદ કોઇ પૂછે કે

તમે કેમ નથી આવતા તો સ્પષ્ટ કહી દેવું કે તેમના કેટલાએક વિચાર મને ઠીક ન પડ્યા તેથી આવતો નથી. વધારે પૂછે તો વિચારની સ્પષ્ટતા કરી બતાવવી પણ કોઈ પ્રકારનું ડહાપણ કરી તેની ભૂલો બતાવવા હેતુ સમજ્યા વિના ઉતરવું નહિ. આમ કરવાથી આપણું અંતઃકરણ શુદ્ધ રહે છે અને યથાર્થ સત્સંગ કરવાનો માર્ગ સરલ થઈ દરેક સ્થાનમાંથી કાંઇક લાભજ મળે છે. રાજર્ષિ ભર્તુહરિ કહે છે કે **जाड्यं धियो हरति सिंचति वाचिसत्यम्, मानोन्नतिंदिशति पापमपाकरोति; चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं, सत्संगति कथय किं न करोति पुंसाम् ॥** બુદ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્યને ભરે છે, માનની ઉન્નતિ કરે છે, પાપને દૂર કરે છે, કીર્તિને દિશાઓમાં ફેલાવે છે સત્સંગત પુરૂષોનું શું શું નથી કરતી ? બધું કરે છે. આવા પ્રકારનો લાભ લેતાં આવડે તોજ સંગતિ કરી ઠીક કહેવાય.

કેટલાએક જીવાત્માઓ ( અમે ભક્ત છીએ વા શાસ્ત્ર જાણીએ છીએ. ) કેવળ ડોળથી રાતદિવસ સંતસમાગમ કરે છે. પરંતુ પોતાની પડેલી જે ટેવો તે સુધારવા મહેનત કરતા નથી. ગમે તેટલું સાંભળે છતાં પોતે જે કરતા હોય તે કરે છે. આવા પુરૂષોએ પણ વિચાર કરવો જોઇએ પથ્થર ગમે તેટલો પાણીમાં રહે છતાં અંતર કોરો રહે છે તેવા રહીને નકામો વખત બગાડવો નહિ, જવું તો પોતાની શક્તિ પ્રમાણે એકાદ ગુણ જરૂર ગ્રહણ કરી તે પ્રમાણે ચાલવા લાગવું જગતનાં મનુષ્યો ગમે તે કહે તેનું સાંભળવુંજ નહિ પણ પોતાના મનથી તો સુધરવાનો જરૂર પ્રયત્ન કરવોજ.

ટુંકામાં પોતાની જાતે જે કાંઈ કરવામાં આવે તે દરેક કાર્યનો મરોડ દૈવી સંપત્તિ તરફ હોવો જોઇએ આસુરી સંપત્તિથીં બને તેટલું મનથી અલગ રહેવા મથવું અને સાથે જે ધર્મ પોતે પાળતા હોય. એટલે જે મત, પંથ, માં હોય તેમાં શ્રદ્ધા રાખી તેમાં કહેલા ધર્મોનું પાલન કરવું. બીજાને ફાવે તે માર્ગે જતા હોય તેની નિંદામાં અગર અમારૂં ખરૂં ને બીજાઓનું ખોટું એ માથાકૂટમાં ઉતરવું નહિ આ પ્રમાણે કરવાથી વખત ઘણો મળશે અને કાર્ય પણ ઘણું થઇ શકશે. શ્રી સનાતન ધર્મની દ્રષ્ટિએ જોતાં બધા ધર્મ સત્ય છે. અને સર્વમાં સનાતન ધર્મના અંશો છે. તેનું જેટલે અંશે મનુષ્ય પાલન કરે છે તેટલે અંશે સર્વ ધર્મમાં તકરાર નથી એ સ્પષ્ટ સમજાતાં તે પોતાને કામે લાગે છે. તો સંગ કરી તેમાંથી આવું રહસ્ય મેળવવું. ૐ

અંતમાં જીવાત્મા પોતાને વ્યવહારમાં જેની અગત્ય છે. એવા અર્થ અને કામને ધર્મના આધારથી મેળવતો દૈવસંપત્તિને લક્ષમાં રાખી પોતાનો જીવનક્રમ દોરે. એટલે માર્ગ સરળ થશે ૐ

## (૨) ગૃહ વ્યવસ્થા.

ગૃહસ્થાશ્રમી પુરૂષને કર્મવશાત્ માતા, પિતા, સ્ત્રી, પુત્ર, પુત્રી, બેન ભાઇ તથા અન્ય કુટુંબ તેમજ વ્યવહારિક સંબંધો જ્ઞાતિ વગેરે અનેકની સાથે પરિચયમાં આવવાનું હોયજ છે. તેમાં સર્વથી મુખ્ય પોતાનું ગૃહકુટુંબ છે. તેની પ્રત્યે દરેક જીવાત્માની ફરજ છે તે અદા કરવા સારૂ તે તરફનું વર્તન પણ તેણે ધર્મ મર્યાદા પ્રમાણે સમજવું જોઇએ. તેમાં વડીલો પ્રત્યેની ફરજ

પોતાનાથી જે વડીલ છે તેની આજ્ઞા માનવી એ દરેક જીવાત્માનો ધર્મ છે આ સ્થળમાં કદિ તમે સુધરેલા એવો આક્ષેપ લાવશો કે કદિ માતા પિતાદિ ઓછી અક્કલનાં હોય અને અમને અવળું બતાવે તો શું તે પણ કરવું ? દેખીતી આંખે કૂવામાં પડવું ? જવાબ એજ મળશે કે ધર્મના પાલન માટે તેમ કરવું. જો તમે તેઓને વડીલ માનતા હો તો તેઓની જે આજ્ઞા થાય તે પ્રમાણે મૂગે મુખે કરો. કદાપિ તમને એમાં કાંઈ વિરોધ ભાસતો હોય તો એ કામ અમુક રીતે કરૂં તો કેમ ? એ પ્રમાણે નમ્રતાથી તેમની અનુમતી માગો પરંતુ તેમની જે આજ્ઞા થઇ તે પ્રમાણે તમારે કામતો જરૂર કરવુંજ પડશે. એમાં તમારો બુદ્ધિવાદ કાંઈ પણ કરી શકવા સમર્થ નથી. ધર્મની મર્યાદાજ આ છે. તમે જ્યારે તે પ્રમાણે ચાલશો ત્યારેજ તમને અનુસરનારો વર્ગ પણ તમારા વચન પ્રમાણે ચાલશે. કદી કહેલું કાર્ય તમને અવળું ભાસતું હશે તોપણ જો તમે ધર્મના આધારે ચાલશોતો પરિણામ ખરાબ નહિજ આવે. લશ્કરમાં યોજાએલા પુરૂષો લડવા જાય છે ત્યારે એની બુદ્ધિમાં ગમે તે સમજાતું હોય પરંતુ 'અમલદારનો હુકમ થાય કે આગળ વધો' એટલે તેને જેમ કાંઇ વિચાર કરવાનું રહેતું નથી તેમ પૂજ્યોની આજ્ઞાનું પણ સમજવાનું છે.

**સ્ત્રી પુત્રાદિ લઘુ પ્રત્યેની ફરજ**—ગૃહિણી એ પુરૂષનું અર્ધ અંગ છે તેના ધર્મનું સ્વરૂપ તેને સ્પષ્ટ સમજાવવું જોઇએ. સંસારમાં કેવા પ્રકારનો અને કયા નિયમો પાળીને પુત્ર રત્ન કેમ પ્રાપ્ત કરવો તે સર્વ પ્રકારની સામગ્રી એ ક્ષેત્રમાં જમાવવી જોઇએ અને મનપર કાબુ રાખી પુણ્ય તીથિઓનો ત્યાગ કરી ઋતુકાલથી સોલરાત્રીમાં ઋતુદાતા થવું જોઇએ તે વખતના ઉભ-

યના વિચાર અત્યંત ઉચ્ચ હોવા જોઇએ. ને તેવા વિચાર કરી શકે. સમજી શકે તેવા પ્રકારની સ્ત્રીને ધીમે ધીમે કેળવવી જોઇએ

માતાપિતા ઉચ્ચ વિચારનાં હોઈ પોતાનાં બાળકો તરફ કાળજી રાખે તો છોકરાં પણ સદ્‌ગુણ તરફજ વળે છે. એ સિવાય પોતાની સ્થિતિ પ્રમાણે બાહ્ય સામગ્રીની જે અપેક્ષા હોય તે પૂરી પાડવી. ટુંકામાં પોતાના સંસર્ગમાં આવનારનું **શરીરબળ, મનોબળ, બુદ્ધિબળ,** અને **હૃદયબળ** વૃદ્ધિ પામતું કેળવાય એવા પ્રકારની રચના કરવી એજ ગૃહીનો ધર્મ છે. પરંતુ આમ કરવામાં મુખ્ય વાત એ છે કે ઉક્ત ચાર પ્રકારનાં બળને કેમ કેળવવાં તેના કેટલાએક અંશો તેણે પોતાના જીવનમાં ઉતાર્યા હશે તોજ તેનો યથાર્થ માર્ગ તે પોતાના આપ્તવર્ગને બતાવી શકશે.

## ધનવ્યવસ્થા

ધન પ્રાપ્ત કરવાના અનેક રસ્તા છે પરંતુ ખેતી, વ્યાપાર, અને નોકરી એમાં બહુધા સર્વ આવી જાય છે. તેમાંથી જે અનુકૂળ હોય તેનો સ્વીકાર કરી પોતાના જીવનના બાંધેલા ઉદ્દેશ પ્રમાણે કાર્ય કરવું. અને પ્રયત્ન કરીનેજ પૈસા પ્રાપ્ત કરવા જિજ્ઞાસા રાખવી. હલકા વિચારથી પૈસાવાન થવા મથવું. એ અધમતાનો માર્ગ છે. ચાલતા જમાનામાં કેટલાએક લોકો સટ્ટા કરીને લોટરીઓની ટીકીટો લેઇને, અગર રસસિદ્ધિ કરીને કે એવા કોઇ ભળતાજ ઉપાયથી પૈસા પ્રાપ્ત કરી લેવા ઈચ્છે છે અને તેમ કરવા જતાં ફસાઇ ગાંઠનું પણ ગુમાવે છે છતાં તે માર્ગ છોડતા નથી. જેને દૈવી સંપતિ પ્રાપ્ત કરી જીવનને ઉચ્ચ બનાવવું છે તેણે ઉપરની વાતોના છાયામાં પણ જવું નહિ. કેમકે એવા પ્રકારથી પૈસાદાર થવા ઈચ્છવું એ એક પ્રકારની હરામ નીતિ છે.

કદિ કોઇ એવો હેતુ બતાવે કે અમારો વિચાર એ પ્રમાણે દ્રવ્ય મેળવ્યા પછી શાન્તિથી ઇશ્વર ભજન કરવાનો છે એવું કહેનારા **"મનના સ્વરૂપનેજ ઓળખતા નથી."** દ્રવ્યથી મન સંતોષ પામતુંજ નથી ગમે તેટલું મળે છતાં અપૂર્ણતાજ ભાસે છે ને તેને વધારવામાંજ મન તલ્લીન બને છે. જેના જ્વલંત દૃષ્ટાંતમાં હાલના સેંકડે ૯૫ ધનાઢ્યો લક્ષ્મીના મોહમાં કંઠ પર્યંત ડુબી રાત દિવસ મહેનત કરે છે. ને અહાર, નિદ્રા, ભય અને મૈથુન એ પશુ ધર્મની પાર જેમની દૃષ્ટિ પણ પહોંચી શકતી નથી માટે એ દલીલજ ખોટી છે તે માર્ગ સુખનો નથીજ. સત્ય વાત તો એ છે કે ઇશ્વરે જે બુદ્ધિ આપી છે તેને સત્યને માર્ગે દોરી પુરૂષાર્થ કરતાં જે દ્રવ્ય પ્રાપ્ત થાય તેમાંથી અમુક ધર્માદા ભાગ કાઢી તેની આ પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇએ.

**धर्माय यशसेऽर्थाय कामाय स्वजनाय च**
**पंचधा विभजयन्नर्थमिहामुत्रं च मोदते ॥**

અર્થ—ધર્મ, યશ, અર્થ, કામ અને કુટુંબને માટે એમ વિચારપૂર્વક દ્રવ્યના પાંચ વિભાગ કરનાર પુરૂષ આ લોક અને પરલોકમાં આનંદ અનુભવે છે. દ્રવ્યમાંથી જે વિભાગ ધર્માદા કાઢયો હોય છે તે વડે ઉતરતા વર્ગનાં એટલે આંધળાં, લૂલાં, પશુ, પક્ષી, વિગેરેનું પોષણ કરવું આ પ્રકારે આચરણ કરવાથી ગૃહીનું અંતઃકરણ દયા, કરૂણા અને ઉદારતાના ગુણોથી પોષાઇને વિકાસ પામે છે. તેમજ જે ચઢતા વર્ગના એટલે માતા પિતાદિ પૂજ્યો છે. તેમનુ શુદ્ધ કરેલા દ્રવ્યમાંથી સન્માન કરવાનું છે એમ કરવાથી ગૃહીના હૃદયલાગણી, વિશ્વાસ અને પૂજ્યબુદ્ધિ વિગેરે ગુણોનું પોષણ થઇ દૈવી સંપત્તિ ધારણ કરવાની મનમાં

વિશાળતા આવે છે. અને ગૃહમાં ધર્મલક્ષ્મીનો વાસ થાય છે. આ ધન હમેશાં સદ્બુદ્ધિ પ્રદાતા હોઇ કોઇ પ્રકારનો ભય પણ રહેતો નથી અને કેવળ સુખમાંજ જીવન વ્યતીત થાય છે,

ગૃહી પુરૂષના સંસારમાં અનેક પ્રકારના સંબંધો હોય છે તે સર્વની વ્યવસ્થા કરવાનું મુખ્ય સાધન બુદ્ધિ છે બુદ્ધિને શુદ્ધ રાખનાર **ધર્મલક્ષ્મી** છે. લક્ષ્મીને શુદ્ધ કરનાર ધર્મ સત્ય, ને નીતિ, છે ધર્માદિને સમજાવનાર વિદ્યા છે અને વિદ્યાના સ્વરૂપને સ્પષ્ટ કરી આપનાર સંતસમાગમ છે. તે પ્રમાણે ક્રમ સાચવવાથી મનુષ્યની વિદ્યા તેને નમ્ર બનાવે છે ત્યારેજ શાસ્ત્રકારોએ જે સુખની સડક બાંધી છે તે ઉપર આરૂઢ થઇ મનુષ્ય આનંદાનુંભવ કરે છે. માટે સુખેપ્સુએ ઉક્ત ક્રમનું સંરક્ષણ થાય એજ રીતે ચાલવા પ્રયત્ન કરવો છતાં વ્યવહાર અનેક પ્રકારના સ્વાર્થોથી ભરપૂર હોવાથી અનેક જાતની આંટીઘુંટીઓથી પરીપૂર્ણ છે. આવા પ્રસંગ આવે છે ત્યારેજ મનુષ્યની કસોટી છે. અને તેમાં દ્દઢ રહેવાય ત્યારેજ આપણે આગળ વધીએ છીએ કે નહિ એ સમજાય છે: પ્રગતિનું ખરૂં સ્વરૂપ વાત અને વિચાર કરતાં ક્રિયામાંજ પ્રકાશે છે અને તેમાં પણ જ્યારે અનિવાર્ય પ્રસંગ આવ્યો હોય ત્યારેજ સર્વની પરીક્ષા છે એને અનુલક્ષીનેજ મહાત્મા તુલસીદાસ કહે છે કે.

**“धीरज धर्म मित्र अरु नारी आपतकाल परखीए चारी”** આવા પ્રસંગમાં ધીરજ રાખી મનુષ્યે બહાર નીકળવા પ્રયત્ન કરવો પરંતુ તે પ્રયત્ન હાલના જમાનાની નીતિને અનુસરીને નહિ પણ પ્રાચીન નીતિને અનુસરીને પોતાના જીવનને જેમ મલીન સંસ્કારો ન લાગે. તેમ વર્તન રાખી તેમાંથી પાર પાડવા પ્રયત્ન કરવો.

વ્યવહાર એ વિષધર સર્પ છે તેની સાથે લડનાર ગૃહીએ નોળીઓ છે, જો તેને પોતાનું જીવન બચાવી સર્પનો પરાજય કરવો હોયતો મન, બુદ્ધિ અને હૃદયપર આગંતુક પડેલા મલીન સંસ્કારોને દૂર કરવા સારૂ સત્સંગરૂપ નોળવેલનો નિત્ય સુગંધ લેવો જેથી તેને નવું જીવન પ્રાપ્ત થયા કરશે એટલુંજ નહિ. પરંતુ વચ્ચે જે અંતરાયો નડતા હશે તેનો નીકાલ કેમ કરવો તેની પણ અનેક પ્રકારની નવી નવી યુક્તિઓ તેના હાથમાં આવ્યા કરશે. માત્ર સંગ કરતી વખત તેમણે એટલુંજ ધ્યાનમાં રાખવું કે મહા[illegible] શ્રવણ કરાવતા હોય તે શાન્ત ચિત્ત કરવું અને અને પછીથી નમ્રભાવે પોતાને જ્યાં જ્યાં જેવા પ્રકારની અડચણો અગર વિરોધ ભાસતા હોય તેનો તેમની પાસેથી ખુલાસો લેવો. છતાં શંકા રહેતી હોય તો શાન્તિથી પુછવું કે આ વાતને દૃઢ કરે એવો કોઇ દાખલો છે? તે આપે ને સમાધાન કરે તો [illegible]નમાં [illegible] ન થાય તો વળી બીજા કોઇને પૃચ્છા કરી કરી ખાત્રી [illegible] શાસ્ત્રમાંથી તે પ્રમાણે વર્તન કરવું કદિ કોઈ [illegible] આવો [illegible] એમજ જવાબ આપી દે કે વ્યવહાર તો મિથ્યા છેર તેમાં લક્ષ દેવાની જરૂર નથી તમેતો બ્રહ્મસ્વરૂપ છો, નિર્વિકા અકર્તા છો. તો તેમને નમસ્કાર કરી મૌન રહેવું તેમની સાથે લાંબી તકરારમાં ઉતરવું નહિ. કારણ તેમણે જે વાત કહી તે સત્ય છે. પરંતુ પોતાને બ્રહ્મ સ્વરૂપ માનવું એ કામ મનનું છે. અને મન સંસારનું મિથ્યાત્વ સ્વીકારી ન શકતું હોય ત્યાં સુધી તેનામાં એ યોગ્યતા આવી નથી. માટે તેને શુદ્ધ કરવાની જરૂર છે. તેને શુદ્ધ કરનાર વ્યવહાર છે એટલે મન વ્યવહારમાં જેટલાં સત્ય ને નીતિ સાચવે તેટલુંજ તે આગળ વધે છે. માટે તેમ કરવા જે પુરૂષ ધર્મના સ્વરૂપને સમજતા હોય તેની પાસેથી જાણી

તે પ્રમાણે વર્તન કરવું. આરંભમાં સર્વ કાર્ય પરમાત્મા પરોક્ષ રીતે છે એવું સમજીનેજ કરવું જોઇએ તેથી મનુષ્યના કર્મમાં નિષ્કામતાનો અંશ આવતો જાય છે. તેની જેમ વૃદ્ધિ થાય છે તેમ ચિત્તની શુદ્ધતા થતી જાય છે. મન શુદ્ધ થતાંજ પ્રત્યેક કાર્ય કેવા પ્રકારથી કરીએ તો દૈવીસંપત્તિ તરફ ઢળાય એ સમજણ આપોઆપ આવતી જાય છે. અને સર્વત્ર પવિત્રતા વ્યાપતી જાય છે તેમ તેમ જીવન પણ ઉચ્ચ ને ઉચ્ચ બનતું જાય છે.

**ઉપસંહાર**—સ્વવર્ણાશ્રમ ધર્મને મુખ્ય રાખી અર્થ કામમાં ગતિ કરનારજ માયાના પાશમાં ફસાયા વિના બહાર નીકળે છે ઉન્નતિ કે પ્રગતિ પણ તેનીજ થાય છે. કેટલાએક મનુષ્યો ધર્મને ધક્કો મારી અનેક પ્રકારના, અર્થ અને કામમાં ગોટાળા કરી પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલે છે. અને વળી કહે છે કે અમે ઇશ્વરથી ડરીને ચાલીએ છીએ આવા પુરૂષોએ ઇશ્વરને દીઠો નથી તે કયાં છે કેવી રીતે છે તે તેઓ જાણતા પણ નથી છતાં ગપ ગોળા ગબડાવી ગમે તેમ કરે છે તેવા પુરૂષોનો માર્ગ અધ;પાતનીજ શ્રેણી છે માટે સદા તેનાથી દુર રહેવું. કદિ તેવા પુરૂષો એમ ઉત્તર આપે કે અમે પરમાત્માને સર્વત્ર વ્યાપક સમજીએ છીએ. તો તે પ્રમાણે સમજ્યા પછી જે ચાલવાની રીત છે તે બહુજ અટપટી છે ને તે પ્રમાણે તેને ચાલતાં આવડતું નથી એ તેની કૃતિ સ્પષ્ટ કરે છે. માટે એ તેનું કહેવું સર્વદા. મિથ્યા છે. માટેજ પ્રાચીન આર્ષ શાસ્ત્રનો આધાર લઇનેજ ચાલવું મહામુનિ મનુ કહે છે કે—

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत्**
**सत्य पूतां वदेद्वाचं मनः पूतं समाचरेत् ॥**

**અર્થ**—પૃથ્વીપર ચાલતાં કેશ, અસ્થિ, આદિ પડયાં હોય તેને બચાવીને પગ મુકવા, જલમાં રહેલા ક્ષુદ્ર જંતુનું નિવારણ કરીને એટલે ગાળીને જલ પીવું. સત્યથી પવિત્ર કરીને વાણી બોલવી મનથી શુભાશુભનો વિચાર કરી આચરણ કરવું. આ ક્રિયા અને પાછળ જીવન વ્યવસ્થામાં કહેવાએલી હકીકત બરાબર ધ્યાનમાં લઈ ધીમે ધીમે એને આચારમાં ઉતારવી એટલે મનને વધારે રૂચિકર લાગે તે વાતને પ્રથમ પકડી તે પ્રમાણે કરવા લાગવું એની દૃઢતા થઇ એવું ભાન થતાં બીજી વાત મન પર લાવવી કદિ આરંભમાં એમ લાગશે કે આવા પ્રકારે કરતાં પાર ક્યારે આવશે પરંતુ એ વિચાર હાલ કરવાનો નથી. આરંભમાં ત્રણ દિવસ એકડો ઘુંટનાર વિદ્યાર્થી પછીથી અભ્યાસ વૃદ્ધિ પામતા આમાં પણ થાય છે. માટે અધીરતા આગળ કરી આરૂઢ થએલા મનને ગબડાવવું નહિ પરંતુ ધીમે ધીમે આ માર્ગગામી થવા દેવું એટલે આગળ વધતાં અનેક પ્રકારની સરલતા, સુગમતા અને સુખ પૂર્વક કર્ત્તવ્ય થતું જશે ૐ

આરંભમાં રૂચિકર લાગે તે ગૃહણ કરાવવામાં હેતુ એવો છે કે તેમાં મન બરાબર દૃઢ રહે છે એટલે વર્ત્તન પણ તેવું કરાય છે. તેથી ફાયદો વા ઉન્નતિ પણ સમજાય છે. આમ થતાં શાસ્ત્રો પરની હચમચી ગએલી શ્રદ્ધા દૃઢ થાય છે. પછીથી તે શ્રદ્ધાને બળે કદિ સામાન્ય અગર ન રૂચતું આવ્યું હોય તો પણ કરવાનું બળ આવે છે અને તેવા પ્રકારના બળથી મનુષ્ય નિશ્ચયમાં દૃઢ રહેવા લાગે છે શરમ કે હરકોઈ બીજા પ્રકારના દાબથી મન વળતું નથી પણ ફરે છે અને ફરેલું મન કાયમ રહી શકતું નથી માટે વિચાર અને મનને રવવા નહિ પણ વાળવાજ પ્રયત્ન કરવો આ

મુદ્દો ખાસ લક્ષમાં રાખવાથી કાર્ય બહુ ઉત્તમ થાય છે. દાબથી ફેરવેલું મન વિશેષ કરી શકતું નથી પણ વળેલુ મનજ કરી શકે છે.

ઉક્તગૃહ જીવનની આદર્શ મર્યાદામાં મનુષ્ય જેમ જેમ ચાલવા લાગે છે તેમ તેમ ગૃહસ્થાશ્રમની અનેક ફરજોને તે પૂર્ણ કરે છે અને તેનો ગૃહસ્થાશ્રમ સર્વ પ્રકારથી ઉત્તમ ગણાતાં શાસ્ત્રકારો કહે છે તેવું ભાન તેને થાય છે. ગૃહસ્થાશ્રમની ઉત્તમતા નીચેનો શ્લોક સ્પષ્ટ કરે છે કે.

**सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी**
**सन्मित्रं सुधनं स्वयोषितिरतिश्चाज्ञापराः सेवकाः**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे**
**साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः**

આનંદ યુક્ત ગૃહ, બુદ્ધિમાન્ પુત્રો, મધુરૂં બોલનારી સ્ત્રી, સન્મિત્ર, ધર્મ નીતિથી મેળવેલું ધન, પોતાની સ્ત્રીમાંજ પ્રીતિ, આજ્ઞાને અનુસરનારા સેવકો. અતિથિનો સત્કાર, શિવનું હમેશાં પૂજન, અને ગૃહમાં ભોજન સમયે સાત્વિક અન્ન તથા હમેશાં સાધુ પુરૂષોનો સમાગમ થાય તોજ ગૃહસ્થાશ્રમને ધન્ય છે. ઉપર લખેલી બાબતો એ અંતિમફલરૂપ છે તેનાં બીજ આ ટુંક નોંધમાં દર્શાવવામાં આવ્યાં છે. તેને અંતઃકરણ રૂપ ભૂમિકામાં વાવી પોષી વૃક્ષ કરતાં અર્થાત્ કૃતિમાં ઉતારતાં ઉપરોક્ત ફલનો અવશ્ય અનુભવ કરવાનો શુભ પ્રસંગ શ્રી પરમાત્મ કૃપાથી આવે છે. એવો પ્રસંગ પ્રાપ્ત કરવાનું ઉત્તમ બળ અંતર્યામી સર્વના અંતરમાં સ્ફુરાવો એવા સંકલ્પ પૂર્વક તેજ સ્ફુરણ દાતામાં વિરમતાં આપણી વાતનો પણ અત્રેજ અંત આવે છે. ॐ શાન્તિઃ

# लेखकना अन्य प्रसिध पुस्तको.



श्रीतत्त्वादर्श—( આત્મ પુરાણનો ટુંકસાર )
श्रीकैवल्यकुंची—( મોક્ષ માર્ગનો ભોમિયો )
श्रीसुरतास्वयंवर—(પ્રાચીન કવિ ધીરા ભક્ત કૃત સુરતા સ્વયંવર)
नवा वर्षनुं बजेट—( ધર્મ, અર્થ, કામ તે મોક્ષનું વિવેચન )
श्रीवेदान्तसार—( મૂળ સાથે ગુજરાતી અનુવાદ )
श्रीसत्य सुधा—( સપ્ત શ્લોકી ગીતાના અર્થ પાઠ માટે )
पत्रव्यवहार—(કરસદ મુકામે સમાજીને સનાતની વચ્ચે થએલો)
गृहस्थनी गाईड—( ગૃહસ્થા શ્રમીનું કર્તવ્ય )

ઉપરનાં પુસ્તકો શીલિકમાં હશે ત્યાં સુધી અર્ધો આનાની ટીકીટ મોકલી આપનાર યોગ્યાધિકારીને આપવામાં આવશે.

શિરનામું.

યતિ મુકુન્દાશ્રમ મુ. ખંભાત.



## શિખરિણી.

વને દોષો જાગે વિષયી જનના દુષ્ટ ઉરમાં
તપસ્વી તે જાણો વિષય વિષથી મુકત ઘરમાં
વસી સારાં કર્મો નિયમિત અનાસકત રહિને
કરે ભાવે તો છે સદન તપનું તેજ ગૃહિને.

